કવિ તાનસેન, મીરાંબાઈ સુરદાસ કૃત ભક્તિનાં

# પ્રભાતીયાં.

શોખીલા સજ્જનોને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મણીલાલ શીવલાલ ઠક્કર બુકસેલર.
રાવપુરા, ટાવર પાસે વડોદરા.



આવૃત્તિ ૮ મી.—પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૭૭—સને ૧૯૨૧.

શા. પોપટલાલ અરથાભાઈએ શ્રી જૈન વિદ્યાવિ
પ્રેસમાં છાપ્યા. ઠે. રીચીરોડના પુલ નીચે નં૦ ૧૧
અમદાવાદ.

કીંમત રૂ. ૦-૪-૦

# શ્રીપ્રભાતીયાં.

## પ્રભાતીયું ૧ લું.

પરભાતના પહોરમાં દીઠા ઠાકોરમાં, ઠીક ઠાકોરશું મન મોહ્યું;
રણછોડરાય છે જકત જોવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું. ૫.
ગોમતી ઘાટમાં મળ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામજી સામું જોયું;
નરહરી નરખીયા પ્રેમથી પરખીયા, પલકઘડી એકમાં પાપ ખોયું ૫.
દોલત દેખાડીયાં ચઉદ રત્ન કઢાડીયાં કામધેનું ગાયનું દુધ દોયું;
દેવની વાતમાં સમુદ્ર સાથમાં નાગને નેત્રે નીર વલોવ્યું, ૫.
બોડાણોજી લાવીયા ડંકપુર આવીયા, સરવના મનમાં શુભ સોયું.
સ્વામી આશારામના નવખંડે, શાગળે ચિત્તમાં ચિત પ્રોયું. ૫.

## પ્રભાતીયું ૨ જું.

રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું:
નીદ્રાને પરહરી .. હરી, એક તું એક તું એમ કહેવું. રાત.
જોગીઆ હોય તને જોગ સંભાળવા, ભોગીઆ હોય તેને ભોગ તજવા.
વેદીયા હોય તેને વેદ વીચારવા, વઇષ્નવ હોય તેને કૃષ્ણ ભજવા. રાત.
સુકવી હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેને દાન કરવું,
પ્રતીવ્રતા નારીએ કંથને પુછવું, જે કહે તેને તો ચીત ધરવું. રાત.
આપણે .નણા ધરમ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈયાના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નરનેનારી. રાત.

## પ્રભાતીયું ૩ જું.

જાગીને જોઉ તો જગત દીસે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભ સે;
ચીત ચૈતન્ય લીલા સતરૂપ છે, બ્રહ્મ લટકી કરે બ્રહ્મ પાસે. જા.
પંચમાહાભુત પરીબ્રહ્મ વીશે ઉપન્યા, અણુ અણુમાંહી રહ્યારે વળગી;
ફુલને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તેતો નહીરે અળગી. જા.

વેદ તો એમ વદે શ્રુતી સ્મૃતિ શીખ દે, કનક કુંડળ વીશે ભેદ ન હોય;
ઘાટ ઘડ્યા પછી નામ જુજવા અંતે તો હેમ તે હેમ હોયે. જા.
જીવને શીવ તો આ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધી,
ભણે નરસૈયો તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા. જા.

## પ્રભાતીયું ૪ થું.

ઉઠ ઉતાવળો ચાલ્ય તું વાડલા, ગોવીંદ ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા જનની જશોદા વદે કહાન કાં તને નીદ્રા આવે. ઉઠ.
દંતધાવન કરો આળસ પરહરો, રજની વીતી ગયું પહોર ફાટયું ?
કુરેને કરસલો સેનસીરાવનો, દહીંરે દામોદરા થાવ ખાટું ઉઠ.
બારણા બહાર બલીભદ્ર ઉભા રહ્યા, જોરે વાહાલા તારી વાત જુવે;
નરસૈયાના સ્વામીનું મુખડું દીઠે મનડું વળી આતીશેરે મોહે.

## પ્રભાતીયું ૫ મું.

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે ટેક.
કહેરે બાળ કાં મારગ ભુલ્યો, રે તારા વેરી... આ;
નીશ્ચે તારો કાળજ ખુટયો. અહીંઆં તે શીદ આવીયો. જળ.
નથી નાગણ હું મારગ ભુલ્યો, કે મારા વેરીએ વળાવીયો;
મથુરાં નગરીમાં જુગટું રમતી, નાગનું શીશ હારીયો. જળ.
રંગે રૂડો રૂપે પુરો, દીસતો કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલા જન્મીયા, તેમાં તું અળખામણો. જળ.
મારી માતાએ બેઉ જન્મીયા, તેમાં હું નટવર નાનકડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કોડામણો. જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપુરે તુજને દોરીઓ;
એટલું મારા નામથી છાનું, આપું તુજને કરી ચોરીઓ. જળ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;

શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીએ. જળ.
ચરણુ ચાંપી મુખ મરડી, નાગણે નાગ જગાડીયો;
ઉઠને બળવંતા ક્રોધ, બારણે બાળક આવીયો, જળ.
એઉ બળીયા બાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાથીઓ;
શહસ્ત્ર ફેણુ ફુંકવે જેમ ગગન ગાજે હાથીઓ. જળ.
નાગણુ બહુ વિલાપ કરે છે, નાથને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીશ કાપશે. જળ.
એઉ કરજોડીને વીનવે સ્વામી, મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને જળ.
થાળ ભરી સગ મોતીઓ, શ્રી કૃષ્ણુનેરે વધાવીઓ;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાથ છોડાવીયો. જળ.

## પ્રભાતીયું ૬ ઠું.

જદુપતિ નાથ એ મીત્ર છે તમ તણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીતી પુર્વ તણી હેત ધરશે હરી, મનના મનોરથ સફળ થાશે. જદુ.
ઘેર બાળક સહ ...ન બહુ, અન્ન વસ્ત્રથી રહેછે ઉણા;
નીરધન સરજીયા પુણ્ય કીધા વીના, કરમના દોષ તે આવી પુગ્યા જદુ.
જદુપતી જાદવ ભકતી વસે સાધવા, કરશે કરૂણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાસશે નીરખતાં કૃષ્ણુને પ્રેમ આણી જદુ.
કૃષ્ણુને હળી મળી સીક આવો વળી, જાણુશો દુઃખ અંતરજામી;
વીનતી મન ધરો આળસ પરહરો, સહાય થાશે નરસૈયાના સ્વામી. જદુ.

## પ્રભાતીયું ૭ મું.

સાંભળો ભામની કાન ધરી કામની, કૃષ્ણુ કહાવું તું કરપણે પામી;
ત્રીભુવન નાથ તે મહાપતી માધવા, કેમ બોલાય ત્યાં વાત ચાંપી;
દીવસ ઝાઝા થયા બાળપણુને ગયા, રાયની નવ જાણે પ્રીત જુની.
દુરબળ રંક હું ભીક્ષુક બાપડો, નવ લહુ વળી ચોકસી ચુની. સાં.

ઉગ્રસેન અક્રૂર ઉદ્ધવ છે ત્યાં બળીભદ્રને અનીરૂદ્ધ પાસે;
કોટી યોદ્ધા જ્યાં હું ઉભો રહીશ ક્યાં, કોણ આવી મહારો હાથ સ્હાશે;
જડી રત્ન મણી કાન્તી ભાસે ઘણી, તીમીર નાવે તેની જ્યોત પાસે
ત્યાં કેમ બોલી શકું વણુ વદતો થતો ધમણુ ધમણુ રહુ શ્વાસોશ્વાસ.
માનુની બેસી રહો મુખદુખ સહુ સહો ભોગવો કરમ જે ભાગ્ય ગોટયું;
દુરીજન લોક તે છોને લવતા રહે, નરસઈના સ્વામીનું બીરદ મોટું.

## પ્રભાતીયું ૮ મું.

સ્વામી સાચું બોલવું નવ રહ્યું હાસ્યનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભુદર તણી, તે હું પ્રીછવું સ્નેહ આણી. સ્વા.
નથી હરી વેગળા ભકિત ભાવે મળ્યા, રાયને રંક તે એક ધારે;
લખપતિ કોટી મન માણે રતી, શુક સરખી ત્યાં નથીરે શાહે. સ્વ.
બ્રાહ્મણ્ય દેવ શ્રી કૃષ્ણજી જાણવા, નીજ જન [illegible] લેશે;
પ્રીતની રીત તે જાય નહી વીસરી, બાળલીલા તણાં ચરાત્ર કહીશ તેવા.
નથી કાંઈ ઓઢવા ભેટ લઈને જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
મીત્રથી આપણા વૃદને લજાવશે, નીરખતાં લાજે નરસઈના સ્વામી. સ્વા.

## પ્રભાતીયું ૯ મું.

વીનતી વળી કહુ ભેટ આપી દઉ, પોતીએ તાંદુલ ગાંઠ બાંધ્યા;
જાણશે થોડે ઘણું, ભાવે ભોજન તણું ધન્ય તે કૃષ્ણશું સ્નેહ સાધે. વી.
ભીલડીનાં બોર તે ભાવે આરોગીયાં, જુઠું અન્ન આહીરનું લીધું;
ભકત વીદુરની ભાજી ભાવે જમ્યા, ભુપનું નોતરૂં પાછું કીધું. વી.
પેરે પેરે પાંડવ કષ્ટ નીવારીયાં, ભકત કારણ કંઇ દુષ્ટ માર્યા;
ઉંચ નીચ એને છે પારખું, પતીત અધર્મી કંઇ કોટી તાર્યા. વી.
ભક્તિ વશ વીઠલો સંત સાચા મલ્યા સમોવટને નવ ચુકે ટાણે,
સંત સમરે ત્યાં આવી ઉભો રહે, ભકતના મન તણો ભાવ જાણે. વી.

રૂક્ષ્મણીએ વેગે કરી નીરખ્યો મુક્તાપુરી ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળે
નરસઈયાના નાથને નીરખ્યો નિશ્ચય કામનીએ કંથને બાહ્ય ઝાલ્યાં. વી.

## પ્રભાતીયું ૧૦ મું

ચાલીઓ વાટમાં જ્ઞાનના ઘાટમાં, મીત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય એ નાર એ અવતાર સફળ કર્યો કૃષ્ણ કૃષ્ણ મુખ એમ કહેતો.
માગ્યું મૃત્યુ પ્રમાણને પ્રાણી છે, લોભ કીધે તહાં પ્રીત તુટે;
કહ્યું મેં અબળા મુખે બેસી રહો, માગતે તો બધો ભરમ તુટે;
માગ્યું મેં નથી શું મુખે કહું કથી, ભોગવું કર જે ભાગ્ય લાવ્યો.
શ્રીપતિ નાથે મને સરજાવીયો, કહેતાં એમ દ્વિજ દ્વાર આવ્યો;
આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો, કોટી સુરજથી જ્યોત ભાસે.
ઉર દયા આણીને હરીજન જાણીને, પોળીએ જઈ કહ્યું કૃષ્ણ પાસે;
મંદીર તેડયા ચાલીને ભેટીયા, ત્રીવીધના તાપ તે સર્વ નાઠા.
તેમને સિં [illegible] બેસારીયાં, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં;
તેલ ફુલેલ મરદન કરાવીયા, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું.
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું.
સુનીલ પીતાંબર પહેરવા આપીયું કનકના થાળે પકવાન દીધાં.
કૃષ્ણ પલંગપર પોતે પધરાવીયાં દધીસુતા વીજણે વાયું ભરતો;
સત્યભામાદીક નારી નીરખી રહી, નરસૈયાનો નાથ પદ સેવા કરતો.

## પ્રભાતીયું ૧૧ મું

ધ્યાન ધર હરી તણું અલ્પ ઘડી આળસુ, જે થકી જન્મના દુ:ખ જાયે;
અવર ધંધો કરે અર્થ કાંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વાહાયે.
સફળ કલ્યાણ શ્રી કૃષ્ણના ચરણમાં શરણ આવે સુખ પાર ન હોયે;
અવર વેવાર તું મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ રાખ મન માંહે. ધ્યાન
પટકય માયા પરી અટકય ચરણે હરી, લટકમાં વાત સુણતાંજ સાચી
આશનું ભજન આકાશ સુધી રચ્યું, મુઢ એ મુળથી ભીંત કાચી. ધ્યાન

અંગ જોબન ગયું ચલીત પીંજર થયું, તોય નથી લેતો કૃષ્ણ કહેવું
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લટકતાં રાત લેવું. ધ્યાન
સરસ ગુણ હરીતણું જે જનો અનુસર્યા તે તણા સુજસ તો જગત બોલે;
નરસૈંના રંકને પ્રીતપ્રભુથું ઘણી, અવર વેપાર નહી ભજન તોલે. ધ્યાન

## પ્રભાતીયું ૧૨ મું.

હરિ હરિ રટન કર કઠણ કળીકાળમાં, દામ બેસે નહી કામ સરશે;
ભકત આધીન છે શ્યામસુંદર સદા, તે તારાંજ કારજ સીદ્ધ કરશે.
અલ્પ સુખ સારૂં શું મુઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે
પામર પલકની ખબર તુજને નહી, મુઢ શું જોઇને મુછ મરડે
ઓરે પાપે કરી બુદ્ધી પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
પ્રપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરી મુખ આગળ ધરી.
ધ્યાને ધરશો નહી જીવમય આપણે અવગુણ રહ્યો અળગો;
નરસૈંયા હરી તણી ભકિત ભુલીશ માં ભકિતવિના બીજું ધુળધાણી. હ.

## પ્રભાતીયું ૧૩ મું.

ધન્ય ધન્ય તું રણછોડજી, દીન જાણી મને માન દીધું;
ન જાજ જાગતે ભોગ પોહોચાડીયા, આજ અમરીપથી અધીક કીધું.
કનકને આસને મુજને બેસારીઓ, રૂક્ષમણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી હરી ચરણ દબાવીયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં;
બાળપણા તણો સ્નેહ મન વીસર્યો મીત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળી મળી માન દીધું મને રંક બેસારીયો કનક માંચી.
ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી ધ્યાન ધરતો હું નીજ દ્વારે આવ્યો;
રત્ન જડીત મણીમય શોભા ઘણી, દીવથું દ્વારીકા માંહી આવ્યો.
કનકની ભુમી રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાનને પાન વીહાર સ્થાનક ઘણા, કામની નીર્ખંતા રામ દીસે
સપ્ત નવવરસની દીઠી ત્યાં સુંદરી, ધર્યાં દેવ વીજુતથી રહ્યા નીહાળી.

સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ બીજુતથી રહ્યા નીહાળી;
સહસ્ર દાશી મળી પાસ વીંટી વળી, કામની કંથ પાસે આવી.
સ્વામીરે સ્વામી હું શું દાસી તમતણી, ચાલો મંદીર વીશે પ્રેમ આણી;
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નીરખીયા પુન્ય પ્રગટ થયું પાપ નાઠું.
તે થકી સ્રદ્ધિ આ સકળ સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય નાઠું;
કૃષ્ણ કહેતાં તે નિજ ધામ પધારીયા, નવલ જોબન જ્યાં નરને નારી;
વીનતી ઉચરતા રજની વીતી ગઇ, નરસૈયાના સ્વામીની પ્રીત ભારી.

## પ્રભાતીયું ૧૪ મું.

નંદના નંદશું જેને ભજ્યા નહી, તે નર માનવા ખર શ્વાન તોલે;
ભુતળ ભાર કરવાને એ અવતર્યા પ્રેતની પેરે સંસાર ડોલે. નં.
દ્રષ્ટિ થકી ટળે ભોગ તેના બળે, સૈલ પડો તેની મુખ માથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રિત નહીં તેને કૃષ્ણસાથે. નં.
કીર્તી કૃષ્ણની જીભથી નવ ભણે, તેહ મુખ દેવરાય તાણે;
ભણે નરસૈયો જેણે ..રીને જાણ્યા નહી, તેનું કુટુંબ સદાય કાણું. નં.

## પ્રભાતીયુ ૧૫ મું.

પ્રેમરસ પીને તું મોરના પીંછધર તત્વનું હુંપણુ તુચ્છ લાગે;
દુબળા ઢોરનું કુશકે મન ચળે ચતુર્ધા મુકિત તારી ના માગે.
પ્રસન વાત પરીક્ષા પ્રિછ્યા નહી, શુકજીએ સમજીને રસ સંતાડયો;
જ્ઞાન વઇરાગ કરી પ્રભુ પુરા કળો મુકતીનો મારગ સીધો દેખાડ્યો.
મારીને મુકિત આપી ઘણા દઇત્યને જ્ઞાની અજ્ઞાની બહુ મુનીરે જોગી,
પ્રેમને ભેટતાં વ્રજતણી ગોપીકા, અવર વીરલા કોઇ ભકત જોગી.
પ્રેમને મુકિતનો પરમ વલ્લભ સદા, હેતુના જીવતે પ્રિતુ તુટે;
જન્મોજન્મ લીલારસ ગાવતાં, વહાણુનાં વહાણુ જેમ હજાર છુટે,
મેં પ્રભા હાથ ગોપીનાથ ગરવ ધર્યો, અવર બીજું કઇએ ન ભાળુ;
નરસઇયો મહામમી ગાય છે ગુણ કથી, જતી સતીને તો સ્વપ્ને નઆવે.

## પ્રભાતીયુ ૧૬ સું.

બળીતણે દ્વાર હરી વીપ્ર વામન થઈ જઈ વાણુ નહુવા જેને જોઈને ધનુ ગાઈ ગગન ગાજી
ઇંદ્રપસ્તથી બળી આવ્યો ઉતાવળો જેને જોઈને તે દ્વીજ લોને વિચારી;
એક પરણુકુટી તણો ઠામ ભણુવા કરૂ, બોલવું તે મારે મુળ સાચું
વિપ્ર કરે ઘણા ભોજનના વહાલા, કાન માટે ઘણો હું તે રાચું.
હયોજી ભંડાર બહુ કુંચીઓ સહીત. વળી માગે હસ્ત મારા રાખે ધરમાં;
હસ્ત ભંડારને હું શું કરૂં, લોભીયાની નથી જાત મારી;
આગે વિધાતાએ વામન નીરખીઓ, વરત સહેવું મારે બ્રહ્મચારી.
ચેતજે તું બળી શુક્ર કહે છળ પડયો, વઇષ્ણવે વામન ધારી
અશ્વ જગત સમે દાન અવની તણું પાત્ર એવું કયાં મળે મને મોટું;
હરી તણા શરણુ ઉપર શીર નામતાં, નાળામાં ભ્રગસુત પેઠો ચોગી.
રાશ રૂદય ધરી ઘણું ઘણું રાયજી, નેત્રમાં દરશની શેર ચાલી;
બાપડો અલીરાય પગતળે ચાપીયો, ભુપ પાતાળનો કરી થાપ્યો,
નરસઇયો હરી ભકત આધીન છે, ઇંદ્રને અવીચળ અધિકાર આપ્યો;

## પ્રભાતીયું ૧૭ સું.

વાસ નહી જ્યાં વઇષ્ણવ કેરો, ત્યાં નવ વસીએ વાસડીયાં;
શ્વાસોશ્વાસ હરી સ્મરણુ ન કરે, તો શ્વાસ ધરમ કેરી સ્વડીયાં,
જીભલડી જપમાળા ન જપે, તો જીભલડી નવ ખાસડીયાં;
જન્મ તેનો નહી જેમાં ન કહેવામાં હરીનાં દાસડીયાં.
મોહન માયા પાંખી, અવર માયા જેમ ડાસડીયાં.
ભણે નરસઇયા ભાર મારી, આ પહ્ની દશ સાસડીયાં.

## પ્રભાતીયુ ૧૮ સું.

શરીર શોધ્યા વિના સાર નહી સાંપડે, પંડીત પણુ નહી પાસે મોક્ષ,
તાંદુલ મેલીને તુષ્ટને વળગી રહ્યા, ભુત ન ભાગે એમ ઢાલે થોપે,
રસના સ્વાદમાં સરવ રૂધાઇ રહ્યા, વાગતી ગુરૂ્ગા વીનારે ગુંથે;

વાણી વીલાસમાં વીવીધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ગુંથે;
શબ્દ શીખે ખરો સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે.
પ્રપંચ પીડમાં રહ્યો અહંકાર નવ ગયો આથડયો એમ અનંત કોડે;
શશકળા કહે રજનીમાં આથડે એમ અજ્ઞાનમાં શીશ ગોથે.
ભણે નવસઇયો જે ભેદ જાણી જાઓ, મેંતો રચી કહ્યું પદ ચોથે.

## પ્રભાતીયું ૧૯ મું.

વનચર વીરા વધામણી, કેને કયાં થકી આવ્યો;
આરે મુદ્રિકા શ્રી રામની, કયાં થકી લાવ્યો. વનચર.
આરે મુદ્રિકા શ્રીરામની, કોઇને જોવા ન જડતી,
તે તારે હાથ આવી ચડી, મુને કળ નથી પડતી. વનચર.
બોલજ બોલને બાંધવા, સાચી સંભળાવ વાત,
જવાળા ઓલવજે જાનકી, કુશળ રઘુનાથ. વનચર.
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી,
કપુર લઇ આહ્યું કાગને, મારે વાલે વિસારી. વનચર.
નાથ નમેરા કેમ થયા, હૈડાં કઠણજ કીધાં;
સતીને મેલીને સાધુ થયા, મુખે મુનિવર દીધાં, વનચર.
જોગ લીધો બે બંધવે, બેઠા આસનવાળા;
શ્રાપીત થયા સઉ દેખતાં, દીધાં ઉપવીત બાળી. વનચર.
આજકાલ રાયજી આવશે, તેતો અબળા ઉગરશે;
નાથ વિયોગે ટળવળી, નારી નીશ્ચે મરશે. વનચર.
પંથ ન્યાળતી નેતરો ગળ્યાં, કરમનો પાર ન આવ્યો;
રણછોડના સ્વામીને જઇ કહેજે, પ્રીતીએ સંદેશો કહાવ્યો. વનચર.

## પ્રભાતીયું ૨૦ મું.

હસીને બોલ્યા હનમાનજી, માતા આજ્ઞા પામું;
હો તો રાવણને રોળાવું, કહો તો લંકા પ્રજાળું. હસીને.

1-720



કહો તો રાક્ષસના કુળને, ખરી ખાંતિથી ખાવું;
કહો તો ખાંધે બેસારીને, પેલી પાર લેઇ જાઉં. હસીને.

સાચુ માનો મારી માતજી, કશી ચીંત્યા ન કરીયે;
સાચે માન કરી સાધવી, ધ્યાન ધણીનું ધરીયે હસીને.

એ આવે રૂડા રામજી, ટાળવા દુઃખ તારૂં:
શુદ્ધ કહેવા મને મોકલ્યો, કહ્યું માનજો મારૂં. હસીને.

રામ લક્ષમણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારી માતાનું દુઃખ જોઇને, આવે આંસુની ધારા. હસીને.

આ આવે રઘુનાથજી, જાણીને જોગ માયા;
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા. હસીને.

## પ્રભાતીયું ૨૧ મું.

શેઠ કીધો હવે શામળો, જેણે મહા ધન આલ્યું;
નાણું ખરૂં કરી નામનું, ત્રણ લોકમાં ચાલ્યું. શેઠ.
અવર વેપાર ઉપાડીયો, કાઢી કરમની કોઠી;
લક્ષ ચોરાસીમાં જોઇ વળ્યો, ખડખડ સહુ ખોટી. શેઠ.
મોહ મસ્ત બે ટીલવા, મન ગમતારે મહાલે;
કહ્યુંરે કોઇનું નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ.
કામ ને ક્રોધ મંત્રી મલ્યા, તેને મુકી તે વાલી;
તે મમતારે લાગીઆ, તેને મુકી તે સાહી. શેઠ.
જગ ભેદ તો છે છોકરા, થઇ બેઠા છે બોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખે છે થોભી. શેઠ.
હરખ શોકની હુંડી કરી, માંહી મમતારે મોટા;
વાણોતર વધી ગયો છે, પછે આવ્યો છે ટોટો. શેઠ.
વ્યાજ કુલ્યું વછીયાતનું, ખાતું નવ જોયું;

મેળ ન કાઢયો મૃત્યુનો, પછી આપ વગોવ્યું. શેઠ.
વીમો લુટાણો વાટમાં. તળ પ્રીછેરે વાણી.
આંગુઠીયા અલંકારનાં, બુડીયાં વણુ પાણી. શેઠ.
આથીને પોથી જે હતી, સરવે ખોઇ બેઠા;
જમરે આવ્યારે જ્યારે લુટવા, નાસી ઘરમાંરે પેઠા. શેઠ.
અંતે ન જાયે આશરો, ભ્રમ આગળ ન ચાલ્યું;
નવરે દ્વારે નાઠા ફરે, સાથે કોય ન આવ્યું. શેઠ.
નોકર સરત નાશી ગયા, શેઠ એકલાને સાલ્યા;
લીલોપતી તેણે કહી, સરગે મંત્રીને વાલ્યા. શેઠ.
લાખ લેખાં તો લોભનાં, જર ન મળે જરીકે;
પુન્ય પાપની કોથળી, ઠાલી રહીરે ઓશીકે. શેઠ.
ચિત તણારે જે ચોપડા, તેને મુક્યારે જોઇ;
પાનાં છે પ્રપંચનાં, તેને નાંખ્યાંરે ધોઇ. શેઠ.
ચતુર હોય તે ચેતજો, ચીતે ચકલેરે બેસી;
નર કોઇ જીતી ગયા નહી, આ વણજમાંરે પેસી. શેઠ.
સોધી કાઢી સાચા શેઠને. વેપાર વધારયો;
લેખુરે ચોખુ બાપનું, આલીને પરવારયો. શેઠ.
નીરભે થઇ નાણું કર્યું, ઢાંકયુંરે દેવાળું;
કહે માંડણુ હવે નહી કરૂં, ધોળા ઉપર કાળુ. શેઠ.

---

## પ્રભાતીયું ૨૨ મું.

નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએરે;
મનસા વાચા કરમણા કરીને, લક્ષ્મીવરને ભજીએરે.
કુળને તજીએ કુટુંબને તજીએ, માને બાપરે.

ભગતની સુત દારાને તજીએ, જેમ તને કંચુકી સાપરે. ના.
પ્રથમ પિતા પ્રલ્હાદને તજીયા, નવ તજીયા હરીના નામરે;
ભરત શતરૂઘ્નને તજીરે જનેતા નવ તજીઆ શ્રી રામરે. ના.
રૂષિ પત્ની શ્રી હરીને કાજે, તજીયા નીજ ભરથારરે;
વ્રત વનીતા વીઠલને કાજે, ગર્વ તજી વન ચાલી;
ભણે નરસઇયો વંદ્રાવનમાં, મોહન સાથે મહાલીરે. ના.

## પ્રભાતીયું ૨૩ મું.

જ્યાં લગી આત્મા તત્વ ચિન્યો નહી, ત્યાંલગી સાધના સર્વ જુઠી;
મનુશાદેહ તારી એમ એળે ગઇ, ભાવકની જેમ વ્રશ્ટી વુઠી. જ્યાં.
શું થયું ધ્યાન ને સ્નાન કરવા થકી, શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે,
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીજે
શું થયું તીલકને તુળશી ધર્યા થકી, શું થયું ગંગાજળ પાન પીધે
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયુ વરણના ભેદ આણે જ્યાં
એહ પડપંચ સહુ પેટ ભરવા તણા, આતમરામ પરીબ્રહ્મ ન જાણે.
ભણે નરસઇયો કહે તત્વ દરશન વીના રત્ન ચીંતામણી જન્મ ખોયો.

## પ્રભાતીયું ૨૪ મું.

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરી વીના કોણ રહાવે;
માતને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા તે દુર જાએ. શા.
ઉંધે મસ્તકે હતો ઉગ્ર તપ આદરી, ભક્તિ કરી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો, માયા તણા, લટપટી લાલચે લીધો ઘેરી,
દીવસે ચોદશ ભમ્યો રાત નિંદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરીવાર નહી હરીને ભજવાતણો, જ્યાંલગી જીવ સંજોગ કાયા,
ધન પામે કરી મોહી રહ્યા લોભીયા, વેદના વિચારી નરક કેરી.

નાથ ત્રીલોકના હરીને સંભાળીયા, જ્યારે રાખ્યો તો જઠરાગમાં ઘેરી
જાગરે છુવડા વાજ આથ્યા ઘણો, કેટલો એક પ્રતિબોધ દીજે;
નરસીના સ્વામીને નીત્ય સંભારતાં, દેહના દુઃખને દુર કીજે;

## પ્રભાતીયું ૨૫ મું

મારા નાથજી મુકોને ભકતી દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો.
ભકિત આપી ભલા ભાવથી ભુદરા, અંતે આવી અહોનીશ રહેજો,
ભકિત કારણુ મારો દેહ દુરબળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે.
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કોણ થાયે;
કરમ કથા કરી ખાણુ ચારે ભરી, નાસવા નીસરયો નામ બારી,
કૃષ્ન કીરતન વિના દેહ જાએ વૃથા, જેમ રહે જુગટે દુખ હારી.
ભવ વિષે બુડતાં વાર ને બુમ નહી, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે;
અલ્પ આયુષ્યમાં કલ્પ મનુષ્ય, આજ કીધું વળી કામ કરને.
શ્વાસનો કાંઇ વિશ્વાસ સહી આ સમે, આશ અધુરી એમ મરવું;
ઉત્તમ મધ્યમ મરણ તું નીરલા; પ્રગટ થયુરે દરશન પમાડો;
નરસઇયો રંકને ટંક કરૂણા કરી, દીનબંધુ વજ્યો આંક આડો.

## પ્રભાતીયું ૨૬ મું.

મુજ અબળાને મોટીરે મીરાંતો, શામળો ઘરેણું મારે સાચુરે;
વાળી ઘડાવું વીઠલ વર કેરી, હાર હરીના મારે હઇએ,
ચીતમાળા ચતુરભુજ ચુડલો. શીદ સોની ઘેર જઇએ. મુ.
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણ કલ્લાંને કાંબીરે;
વીંછવા હુલરા રામનારણુની, અણુવટ અંતહ જામીરે.
ચેટી ઘડાવું પુરસોતમ કેરી, ત્રિકમ કેરૂ તાળુરે;
કુચી કરાવુ કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણુ મારૂરે. મુ.

સાસરવાસો સજીરે બેઠા, હવે નથી કોઇ કાળે,
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ હરીને ચરણે જાયુરે. મુ.

## પ્રભાતીયું ૨૭ મું.

સાધુ સાચે ભજો ચરણ ગોવીંદના, માનવી દેહ તત્વ કહીએ;
કૃશ્ન કહી કૃશ્ન કહો વળી કૃષ્ણ કહી, કૃષ્ણ કહેતાં સુખ લઈએ.
કરપણ સેવા તણી અવર ઇચ્છા કરે, મુઢ મતી માનવી કાંઇ ન જાણે.
કૃષ્ણનું નામ રખે દુરલા વીસરે ધન્યમાં ધન્યએ કૃષ્ણને પ્રમાણે.
જેને જોવા મહા મુનીજ વન ભમે, વીંડલો વનમાં ગાયો ચારે,
ભણે નરસઇયો જે ચતુર નર તે ખરો, અહનીશ શ્રીકૃષ્ણ ધારે;
સાકર સાકર સાકર શામળા, સનમુખ આવીને જુઓને આજ.
છું અમો નાગરા હડ લઈ બોલશુ લોપશુ ત્રીકમ તારી લાજ,
ગોકુળમાંહ્ય તું મલપતો કાનજી, આહીર નીત લેતો ચોરી,
ચંચળ નેણશું મુખ નથી બોલતો, હવે અમે લાજ ખોઇશું જ તારી
બહુ પેરે ગોપીને લાડ લડાવીયાં, અતન્ન આહીરરૂપે જોતો ચાખી;
નટવર વેશ થઇ ભોગ લીલા કરે, નરસઇયા સંગથી શોખી રાખી;



ઝ ૧ જરૂર વાંચો !

નભાગ્યખંડ અથવા પ્રેમની પ્રતિમા.

જો તમે તમારાં વ્હાલાં બચ્ચાઓનું બહેતર ચાહતા હો ? તેમની જીવન નૌકા સુખરૂપ નિર્વિઘ્ને પસાર થાય તેમ ઇચ્છા ધરાવતા હો, તેમના પવિત્ર કાર્યોથી તમારી જાતને પવિત્ર સમજતા હો, વળી પવિત્ર પ્રેમથી હૃદયો એક બીજાને પુર્ણ વફાદાર રહેતાં કેટલાં કેટલાં દુઃખો સહન કરે છે. નરાધમો અને ચંડાળવૃત્તિના આતથ જનો તેમના ઉપર કેવા જુલમો ગુજારે છે. તેનો આબેહુબ ચીતાર રજુ કરે છે. લગભગ ડેમી ફોર્મ ૩૨ પાકું સોનેરી પુંઠું સુંદર ફોટાઓ કીંમત રૂ. ૨-૮-૦ પોષ્ટેજ જુદુ.

---

તૈયાર છે ! વાંચો ? જરૂર વાંચો !

કલીયુગના રાક્ષસો.

કાળા મોઢાના કાળાં કૃત્ય કરનાર કલીયુગના રાક્ષસો ન જોયા હોય તો એક વખત આ પુસ્તક વાંચો. અઘોર ભયંકર કૃત્યોને પ્રાધાન્ય પદ આપી તે વડેજ પોતાનું ગુજરાન ચલાવતા અને હજારો ગરીબોને પોતાના પંજામા ફસાવતા તેનાથી બચવા ખાતર જરૂર સવા રૂપીયો ખરચી નાખી આ પુસ્તક મંગાવો વખત ઉપર તે તમોને હજારો રૂપીયાનો નીતિ અને ધર્મનો ફાયદો કરાવશે પુસ્તક ડેમી ૮ પેજી ૧૪ ફોર્મનું પાકા પુંઠાનું તૈયાર છે. લખોઃ—બુકસેલર સુખલાલ નાથાલાલ

રીચીરોડ—અમદાવાદ.

દરેક ગામના બુકસેલરો પાસેથી મળશે.